શ્રી ૧।.

દી કચ્છ નીતિદર્શક નાટક સમાજ

# અહલ્યાબાઇ

નાટકના ગાયનો તથા સંક્ષીપ્ત સાર.

રચનાર,

પ્રભુલાલ દયારામ દ્વિવેદી એન્જીનીયર.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

મી. હિમ્મતલાલ કાળુભાઈ

મી. દાદુભાઇ મીઠાભાઈ,

માલેક:—શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ

હાલ મુકામ રીપન થીએટર ગ્રાંટ રોડ,—મુંબઈ.



આવૃતી ૩ જી.  પ્રત ૫૦૦૦.

સવંત ૧૯૭૪  ઇ. સ. ૧૯૧૮ આગસ્ટ.

કીંમત રૂ. ૦—૩—૦ ( ત્રણ આના. )

# અહલ્યાબાઈ નાટકના પાત્રોનો પરીચય.



## પુરૂષ પાત્રો.

**ખંડેરાવ......** ઈંદોરના રાજા અહલ્યાબાઇના પતિ.

**આનંદરાવ...** સ્વામી ભક્ત વીર યોધ્ધો; રાજ્યનો સેનાધ્યક્ષ.

**ગંગાધર......** વયોવૃદ્ધ બ્રાહ્મણ પ્રધાન.

**માલેરાવ......** ખંડેરાવનો અવિચારી અને ઉદ્ધત કુમાર.

**ભીમો.........** માલેરાવનો ખુશામતખોર હજુરીયો.

**મહેન્દ્રસ્વામી...** એક બ્રહ્મનિષ્ટ સાધુ.

**જીભાઇ.........** એક અબણુ અને ભોળો પટેલ.

**ચિત્રકાર........** અહલ્યાબાઇને આશ્રયે રહેલો વિદેશી ચિતારો.

ઉપરાંત—કલ્લેદાર, જેલર, પુરોહિત, પ્રતિનિધિ, સૈનિકો, બળ-
વાખોરો, દરબારીઓ, પ્રતિહાર વીગેરે.

## સ્ત્રી પાત્રો.

**અહલ્યાબાઇ...** ખંડેરાવની પત્ની, માલેરાવની માતા; કાર્ય કુશળ પરોપકારી અને સદ્ધર્મ પરાયણ સતી.

**તારા...........** માલેરાવની અર્ધાંગના.

**કપુરી.........** જીભાઇની ઉચ્છૃંખલ પત્ની.

**કેતકી........** ભોળી સ્ત્રીઓને અવળે માર્ગે દોરનારી અધમ ખવાસણ; ભીમાની પત્ની.

ઉપરાંત—સખીઓ, દાસીઓ, પનીયારીઓ ઇત્યાદિ,

# અહલ્યાબાઈ નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.

---

## અંક પહેલો.

### પ્રારંભ પ્રાર્થના અને વસ્તુ સૂચન.

**પ્રવેશ પહેલો**—સખીઓ અને તારાનો હાસ્યવીનોદ બાદ ખંડેરાવ સાથે અહલ્યાબાઇ વાણી વિનોદ, ત્યાં આનંદરાવનું આગમન, યુધ્ધના સમાચાર યુધ્ધની તૈયારી અને પછીથી ખંડેરાવને અહલ્યાબાઇ તરફથી પ્રેમભરી વિદાયગિરિ.

**પ્રવેશ બીજો**— કપુરીના માબાપ તરફથી કપુરી માટે પતિ ખોળવા આવેલો સ્વાર્થી પુરોહિતને જીભાઇ પટેલ રસ્તામાં મળી જાય છે અને પોતાને પૈસા મળવાથી લાકડે માકડું વળગાડવા જેવું જીભાઇ અને કપુરીનું સગપણ કરે છે. જેથી જીભાઇનો આનંદ.

**પ્રવેશ ત્રીજો**—ખંભોર દુર્ગના સુબેદાર અને ખંડેરાવનુ યુધ્ધ, તેમા ખંડેરાવના ઘાયલ થવા પછી આનંદરાવને હાથે સુબેદારનો સંહાર.

**પ્રવેશ ચોથો**—ખુશામતખોર ખવાસ ભીમો તથા તેની પત્ની જીભાઇની નવોઢા પત્નીને ફસાવવોના નિશ્ચય કરે છે, ત્યાં કપુરી અને પછીથી જીભાઇ પ્રવેશ કરે છે. બન્નેનો પ્રેમાલાપ, પટેલની મૂર્ખતા, તે જોઇ કપુરીનું નિરાશ થવું, પતિ પત્ની વચ્ચે કલહનો પ્રારંભ; ત્યાં કૈતકીનું આવવું અને પટેલને શીખામણ આપી વિદાય કરવા અને પછીથી કપુરીને ભોળવી માલેરાવને મળવા માટે પનઘટપર લઇ જવી.

**પ્રવેશ પાંચમો**—પોતાને થતાં માનશુકન માટે અહલ્યા ચિંતાતુર થઇ રહી છે ત્યાં કોઢના રોગથી પીડાતો ચિત્રકાર પ્રવેશ કરે છે, અહલ્યા તેનાપર દયા લાવી સતીત્ત્વના પ્રભાવથી તેનો કોઢ દૂર કરે છે અને રાજ્યમાં આશ્રય આપે છે, ત્યાં આનંદરાવ ખંડેરાવના મૃત્યુના સમાચાર લાવે છે, જેથી અહલ્યાનું કલ્પાંત, સતી થવાનો નિશ્ચય, પોતાના દેહને બાળી ભસ્મ કરવાની સૂર્યને પ્રાર્થના, સૂર્યના કિરણમાંથી અંગારાનો વરસાદ, ત્યાં મહેન્દ્ર સ્વામીનું પ્રગટ થવું અને અહલ્યાને તેના પતિના અંતિમ ઉદ્દગારનું સ્મરણ કરાવી સતી થતાં અટકાવવી. **ટેબ્લો.**

**પ્રવેશ છઠો**—કપુરી અને કેતકી કેટલીક પનીયારીઓ સાથે વિનોદ કરતી ઉદ્યાનમાં થઇને જળાશયપર જાય છે, ત્યાં માલેરાવ અને ભીમો પ્રવેશ કરે છે, ભીમો યુક્તિથી આડું અવળું સમજાવી પનીયારીઓ આવતાં કપુરી સાથે મેળાપ કરાવી છટકી જાય છે, પછીથી માલેરાવ અને કપુરીનો પ્રેમાલાપ, ત્યાં કપુરીની ચાલચલગત માટે શંકા-શીલ થયેલા પટેલનું આવવું, કપુરીને માલેરાવ સાથે જોઇ ઉસ્કેરાઇ જવું અને કપુરીને ધમકાવી માલેરાવ સાથે ઝગડો કરવો. આખર રંગમાં ભંગ થવાથી માલેરાવ પટેલને મારમારે છે, ત્યાં પ્રધાન ગંગાધરને આવતો જોઇ માલેરાવ ન્હાશી જાય છે, ગંગાધર પટેલની સર્વ હકીકત સાંભળી પટેલને ફરીયાદ કરવા પુને જવાનું કહી વિદાય થાય છે, જેથી પટેલ પોતાને દાદ ન મળતી જોઇ કપુરીને મારવા માંડે છે, ત્યાં આ સર્વ ચેષ્ટાઓ છૂપાઇને જોતો ચિત્રકાર આવી પટેલને અટકાવે છે, અને સમજુતી

આપી વીદાય કરે છે, પાછળથી કજોડાં અને કુધારા સંબંધી ચિત્રકારના ઉદ્‌ગાર.

**પ્રવેશ સાતમો**—રાજ્યમાં બળવો જગાવવાના પ્રયત્ન માટે કેટલાક બળવાખોરોને માલેરાવ જુલ્માટ ભરી શીક્ષા કરી રહયો છે અને આખર બળવા ખોરોના બૈરાં છોકરાંને પણ બુરે મોતે મારી નાખવા તૈયાર થાય છે ત્યાં આનંદરાવ આવીને તેને અટકાવે છે પરંતુ ઉદ્ધત માલેરાવ ક્રોધે ભરાઇ તેને મારવા હથીયાર ઉઠાવે છે ત્યાં મહેન્દ્ર સ્વામી પ્રગટ થાય છે અને પાપી જીવની અંતે થતી દુર્ગતિનું દર્શન કરાવી ભય પમાડી અત્યાચાર કરતો અટકાવે છે.

## અંક ૨ જો.

**પ્રવેશ પહેલો**—ખંડેરાવનું મૃત્યુ થવાથી ખરા હકદાર માલેરાવને પેશ્વા તરફથી રાજ્યાભિષેક થાય છે, ત્યાં ગંગાધર આવે છે અને ઉપહાર અર્પણ કરે છે, પરંતુ માલેરાવ તેનું અપમાન કરે છે જેથી પરસ્પર વિતંડાવાદ, ત્યાં આનંદરાવે માલેરાવને અટકાવવો, જેથી માલેરાવનો ક્રોધ વૃદ્ધી પામે છે અને પરસ્પર તલ્વારો ખેંચાય છે ત્યાં અહલ્યા આવે છે અને માલેરાવને અટકાવે છે. **ટેબ્લો.**

**પ્રવેશ બીજો**—જીભાઇ પટેલથી કપુરી કંટાળી ગઇ છે ત્યાં કેતકી આવી તેને મહેલમાં માલેરાવને મળવા આવવાનું કહે છે અને રાત્રી થતાં તેને બેસવા માટે મ્યાનો મોકલવાનું કહી ચાલી જાય છે, પરંતુ પટેલ આ સર્વ વાત સાંભાળતો હોવાથી કપુરીને ધમકાવી ઘરમાં પૂરી પોતે બઇરીનાં કપડા પહેરીલે છે, મ્યાનો આવતાં ગુપચુપ તેમાં બેસી મહાલય તરફ વીદાય થાય છે.

**પ્રવેશ ત્રીજો**—ગંગાધરનું માલેરાવે રાજ્ય સભામાં કરેલુ અપમાન ભૂલાવી દેવા અહલ્યાબાઇ આવે છે અને ગંગાધરને મીઠા શબ્દોમાં રાજય અને આપદ ધર્મનો ઉપદેશ આપી શાન્ત કરે છે.

**પ્રવેશ ચોથો**—બાઇરીના પોશાકમાં પટેલ માલેરાવના મહેલમા આવેલો આશ્ચર્ય ચકિત થઇ અનેક પ્રકારની હાસ્યજનક ચેષ્ટાઓ કરી રહયો છે ત્યાં માલેરાવ પ્રવેશ કરેછે પરંતુ કામાંધ હોવાથી પટેલને ઓળખી શકતો નથી. થોડીવાર રકઝક થયા બાદ પટેલ ઉઘાડો પડે છે, જેથી માલેરાવ તેને માર મારે છે, તેનો પોકાર સાંભળી અહલ્યાબાઇ અને ચિત્રકાર આવે છે જેથી માલેરાવ નહાસી જાય છે, પછીથી ચિત્રકાર અહલ્યાબાઇને પટેલ-ની સર્વ વિગતથી વાકેફ કરેછે અને બ્રહ્મણોપર કરેલ જુલમ તથા પ્રધાન ગંગાધરને હદબહાર કર્યાના સમાચાર પણ આપે છે, અહલ્યાબાઇ ધૈર્યથી શાન્ત કરી પટેલને વિદાય કરે છે અને માલેરાવને બોલાવી સખત શબ્દોમાં ઠપકો આપી પ્રજાપર જુલમ ન કરવાની પ્રતિજ્ઞા લેવડાવે છે.

**પ્રવેશ પાંચમો**—માલેરાવ વિચાર શૂન્ય બેઠેલો છે ત્યાં ભીમાનું આગમન, ભીમાને જોઇ માલેરાવનું ઉશ્કેરાઇ જવું અને ખૂન કરવાનો પ્રયત્ન. ત્યાં કેતકીનું આવવું અને સર્વ આરોપ ચિત્રકારપર ઢોળી પાડી મૂર્ખ માલેરાવને દારૂ પાઇ છાકટો બનાવી બન્નેનુ છટકી જવું.

**પ્રવેશ છઠો**—તારાનો સખીઓ સાથેનો વિનોદ પૂરો થતાં દારૂ-ના નિશામાં લથડીયા ખાતો માલેરાવ પ્રવેશ કરે છે, અને મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી જાય છે, કલ્પાંત કરતી તારા થોડીવારે તેને શુધીમાં લાવી દારૂ ન પીવાની પ્રતીજ્ઞા લેવડાવે છે અને તારાને વિદાય કરી માલેરાવ

ત્યાંજ નિંદ્રાધિન થાય છે, પછીથી સૃષ્ટી સૌન્દર્ય જોતો ચિત્રકાર પ્રવેશ કરે છે, ત્યાં ભીમો આવી માલેરાવને જગાડે છે અને ચિત્રકાર તેનું ખૂન કરવા આવ્યો છે તેમ સમજાવે છે જેથી માલેરાવ ચિત્રકારને ધમકાવી તેની કોઇ પણ વાતપર ધ્યાન ન અપતાં નિર્દયતાથી તેનો સંહાર કરે છે. **ટેબલો**

**પ્રવેશ સાતમો**—કેતકી અને કપુરી સાથે જીભાઇ હાસ્ય વિનોદ કરી રહયોછે ત્યાં ભીમો આવી પોતાને છુપાડવા માટે સહાયતા માગેછે પટેલ તેને છુપાવે છે ત્યાં આનંદરાવ અને તેના સીપાઇઓ આવે છે અને પટેલને સમજુતી આપી ખુશામતખોર ને રાજદ્રોહી ભીમાને પકડી જાય છે પછીથી પટેલને ખેતીવાડીનું શિક્ષણ મેળવવા માટે અહલ્યાબાઇ તરફથી પુના જવાની આજ્ઞા થએલી હોવાથી કપુરી પાસેથી પટેલની મમતા ભરેલી વિદાયગીરી.

**પ્રવેશ આઠમો**—માલેરાવ પોતાના અનાચારો માટે પશ્ચાતાપ કરી રહયો છે ત્યાં ચિત્રકારનું ભૂત પોતાને સતાવવાની ભ્રમણા થવાથી બેહોશ થઇ જાય છે ત્યાં તારા દોડી આવેછે અને માલેરાવને સાવધ કરેછે પરંતુ માલેરાવ તેના સ્ત્રીના સ્વરૂપમાં આવેલું ભૂત સમજી અનેક પ્રકારે કષ્ઠ આપે છે, જેથી તરા મૂર્છીત થાય છે અને માલેરાંવ શુધિમાં આવી પશ્ચાતાપ કરે છે, થોડીવારે તારા શુધિમાં આવતાં પતિ પત્નીનું પ્રેમભર્યું મીલન. માલેરાવ નિંદ્રાધીન થતાં અહલ્યાબાઇને બોલાવવા માટે જાય છે, પાછળથી માલેરાવને નિદ્રામાં ભૂતનો ભાસ થવાથી જાગી ઉઠે છે અને ભૂતને બદલે પોતાનીજ છાતીમાં કટાર મારવા તત્પર થાય છે, ત્યાં ચિત્રકારનું ભૂત પ્રગટ થઇ તેને તેમ કરતો અટ-

મળે છે અને માત્ર ધર્મનું સ્મરણ કરાવી જળાશયમાં અદ્રશ્ય થાય છે જેથી માલેરાવ પણ ઉન્માદી અવસ્થામાં તેને પકડવા તેની પાછળ તળાવમાં પડે છે, ત્યાં તારા અને અહલ્યા આવી મદદ માટે બુમ પડે છે તેથી આનંદરાવ ધસી આવી તળાવમાં કુદી પડે છે. અને માલેરાવને બચાવી લે છે. ટેબલો.

---

## અંક બીજો.

---

**પ્રવેશ પહેલો**—અહલ્યાબાઇ અને મહેન્દ્ર સ્વામી માલેરાવની સુધરતી વર્તીઓ સંબધી વાર્તાલાપ કરી રહ્યા છે ત્યાં આનંદરાવ આવી ગંગાધરે પેશ્વાઇ સઇન્ય સહ આક્રમણ કર્યાના સમાચાર વીદિત કરે છે જેથી અહલ્યાબાઇ માલેરાવ અને આનંદરાવ મળી યુધ્ધ કેવા પ્રકારે કરવું તેનો નિશ્ચય કરે છે, સર્વના ગયા પછી માલેરાવ અને તારાની પ્રણય ગોષ્ટી.

**પ્રવેશ બીજો**—રણસંગ્રામમાં ગંગાધર અને માલેરાવનું દ્વંદ્ર યુધ્ધ, તેમાં ગંગાધરને પરાજય પામતો જોઇ એક સઇનિકની ગોળી વડે અચાનક માલેરાવનો સંહાર, તે જોઇ આનંદરાવનું ઉશ્કેરાવું, ગંગાધરનો સંહાર કરવાનો પ્રયત્ન, એટલામાં અહલ્યાબાઇનું આગમન, આનંદરાવને બ્રહ્મહત્યા કરતો અટકાવવો અને ગંગાધરને કેદ કરવો. **ટેબલો.**

**પ્રવેશ ત્રીજો**—અનેક દુષ્કૃત્યોના પરિણામે ભીખારણ બનેલી કેતજી કપુરી પાસે ભીખ માગવા આવે છે, કપુરી તેને કેટલાંક મેણાં ટોણાં સંભળાવી ખાવાનું લેવા માટે ઘરમાં જાય છે, ત્યાં જેલ તોડી નાસી

છુટેલો ભીમો આવી કેતકીને પોતાની સાથે નાસી જવા કહે છે આ પોતાની સ્થિતિ દયાહીન જાણી કપુરીનું ખૂન કરી પૈસા મેળવી નાસી જવા વિચાર કરે છે, કેતકી તેમ કરતાં અટકાવે છે છતાં ભીમો કપુરી આવતાં તેનું ખુન કરવા ધસે છે તે જોઇ કેતકી બુમો પાડે છે એટલામાં વિદેશથી વિદ્યા ભણી આવેલો પટેલ ઘેર આવે છે અને સીપાઇઓને બોલાવી કેતકી તથા ભીમાને બંદિવાન બનાવી રાજ્ય સભામાં મોકલી દે છે, પછીથી દુઃખ સહન કરી સુખમાં આવેલા આનંદી જોડાનો આનંદ.

**પ્રવેશ ચોથો**—અહલ્યાબાઇ રાજ્યદ્રોહી દેશદ્રોહી મનુષ્યને કેવી શિક્ષા થવી જોઇએ તે બંદીવાન બની ઉભેલા વૃધ્ધ ગંગાધરને પુછે છે ગંગાધર પોતાના સર્વ અપરાધો કબુલ કરી દેહાન્ત દંડ માગી લે છે પણ અપકાર પર ઉપકાર કરનાર અહલ્યાબાઇ તેના સર્વ અપરાધ માફ કરે છે જેથી ગંગાધર શરમાય છે પછીથી જીભાઇ પટેલ કેતકી અને ભીમાને બંદીવાન તરીકે લાવે છે અહલ્યાબાઇ તેમના ઇન્સાફમાં ભીમાને દેહાન્તદંડ અને પાપનો પશ્ચાતાપ કરતી કેતકીને ક્ષમા આપે છે પછીથી અહલ્યાબાઇના દત્તક પુત્રનો રાજ્યાભિષેક અને સર્વત્ર આનંદ.



૩૭૫૮

॥ ૭ ॥

॥ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# અહલ્યાબાઇ

## નાટકનાં ગાયનો

### મંગળાચરણ.

પૂર્ણ બ્રહ્મ પ્રણવ રૂપ પૂર્ણ ધામ પૂર્ણ કામ
વિશ્વ ભિન્ન વિશ્વ વ્યાપ્ત વિશ્વ વિરામ પૂનિતનામ
પીત વસ્ત્ર મેધશ્યામ જયલલામ છે પ્રણામ
મકર કુંડલ કંઠ કૌસ્તુભ વૈજયંતી શોભતી
શ્રી ઉરવશી શોભાવતી
સૌમ્ય કાન્તિ મોક્ષ દાત્રી દિવ્ય શાન્તિ દાયિની
કૈવલ્ય પથ દર્શાવતી—

**નટીઓ—**

છે જન્મ ભૂમિ જયકારીરે જય ભારતી માત અમારી,
ગૌરવ કરીયે નરનારીરે ભારતી માત અમારી
હરિશ્ચંદ્રને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભયહારી
સતી સીતા તારા સાવીત્રી સતીઓ અઘહરનારીરે—
ક્યાં તે અનુપમ રત્ન અમારાં ક્યાં સતીઓ સન્નારી
ક્યાં ને પ્રાચીન ગૌરવ સઘળું ક્યાં આ દશા બીચારીરે—

દેશ તણી લવલેશ દયા ધર દીલમાં વિશ્વ વિહારી
કુસંપ ઇર્ષા દ્વેષ ટળેને વસે એકતા પ્યારીરે–
થાય ઘરેઘર આર્ય ભગનીઓ ધર્મ નીતી ધરનારી
દેશભક્ત સહુ થાવ બંધુઓ એ અભિલાષ અમારી
ભારતી માત અમારી.

**તારા**–– ૨

દવા કોઇ દીલની લાવો વિરહાનળ બુઝાવો
કોઇ મારો કંથ રીઝાવો બની છું બ્હાવરી બાળા
આંખલડી રહે છે રોતી વાલમની વાટ જોતી
પ્રીતમ તમ વીણ સઘળા લાગે સુખ ભોગ લાળા
યૌવન દિન રેન સતાવે અંતર સ્મર ધુન જગાવે
આઠે પહોરે અકળાવે ધારી મનહાર માળા––

**તારા ને સખીયો**–– ૩

જાણે ના કાંઇ ભોળી બાળારે વળગ્યો છે કયાંથી
વ્યાધિ વિરહ દુ:ખકારી
ચપળા છોડી દે બધા ચાળારે– વળગ્યો છે કયાંથી૦
સખી હતી તું મદમાતી જણાયે સુકાતી જાતી
કાન્તિ કરમાતી સખી તારીરે બોલી દે બ્હેની
કયાં થકી લાગી આ બીમારી–– જાણે ના કાંઇ૦
ધડક ધડક છાતી શાને અધીરી થાતી

પીયુને મનાવી લે ધુતારીરે પ્રજળાવે શાને
કામ ધુણીમાં કાય ત્હારી-- જાણે ના કાંઇ૦

**તારા**--વ્યાધિ વધારો શાને બળતાને બાળો શાને
ભોડા ભોડાને હું તો હારીરે

**સખી**--પ્રીતમજી પાસે જા અભિમાન વિસારી--

**અહલ્યા**-- ૪

જાઓ જાઓ પિયુ
જય પામો મુકુટમણિ રણમાં--
વ્હાલા વ્હેલા વળજો વતનમાં
અરિ સંહરીને જયશ્રીહરીને
શોભાવો શ્યામ સદનમાં
તન ધન જીવન સ્વામીસમર્પણ
સર્વ સ્વદેશ ચરણમાં--

**જીભાઇ**-- ૫

બળ્યો આ વાંઢા કેરો ધરવા ભગવાનીઆ
વાંઢાનો વિશ્વાસ કરી કોઇ ધર ન આપે ઉતરવા
આંગળી ચીંધી આળ મુકે કદી જાઇયે આઘરા ફરવા--અમ
હાથે સધવાં, હાથે શીંધવાં, હાથે કામો કરવા

પૈસા દેતા વિશ્વાસ કરી કોઇ આવે ન પાણી ભરવા
કમાઇ કીધી પણ ન બૈરૂ ઘરમાં હોય સંઘરવા
(તો) કીડીયો સંઘરે ભોરંગ ભોગવે દહાડા પુરા કરવા—ભમ

ગીતડું ૬

મારે આંગણ રાયરે એળચડીનો છોડરે લળીને આવે છાંયડી
મારે આંગણુ ગલાલીઆ થઇ આવોરે
શ્રી રાધાવર ઉગ્યોરે સૂરજ ઝળકતો—
મારે આંગણુ જમાઇ વ્હેલા આવોરે
રૂડા જીભાઈ રાજ શોભેરે મંડપ મલપતો—

કેતકી ૭

હું નખરાળી નાજુક નાર મારો દાસીનો અવતાર
દાસીનો અવતાર તોપણ ઝળકે જોબન બ્હાર
મને થાય મનમાં તો એમજ થાઉ રાજની રાણી
પણ પીટયુ આ ફુટેલ કીસ્મત ભરૂ પારકા પાણી

કપુરી— ૮

છેલ નવેલી નાર દેહ ઉપવનની બહાર—
રસીક લોચનીયા કટાર કરૂ હૃદય આરપાર—
આળસેં અંગ મરોડી ભ્રકુટી તીર છેડી
લટકથી હું લટુ બનાવું વશ કરૂ વરનાર—

પીયુજી પાસ આવે રતિ રસમાં રેલાવે—
લંક લચકથી છક કરીને જોઉં કુંજી પળવાર--

**કપુરી** ૯

મને એનો મરજીઓ માને બોલ્યું સાંખે લાડ લડાવે
નોકર થઇને નમતો આવે લાગે પાય પાય પાય

મને ગમતાં વસ્ત્રો લાવે હીરા મોતીડા મંગાવે
પ્રેમે પ્રીતિરસ પીવરાવે ચિતડું ચાય ચાય ચાય

મીઠી બંસી હું એ મણીધર મધુર નાદ પરડોલે
નયન ઇશારે થનથન નાચે ખમાખમા કહી બોલે
નમતો જાય, જાય, જાય,

ભલે મેઘ એ હોય સ્યામ હું વીજળી થોડી થોડી
કામણગારો કૃષ્ણ ગણીને બનુ રાધીકા જોડી
જુગતી થાય, થાય, થાય,

{ ભોળો દિવસે રાત કહું તો હાજી હા જે કરતો
બની દીવાનો રૂપરંગમાં પાછળ પાછળ ફરતો
લંક હોવે ધણી તો નવો જોઇએ. }

**અહલ્યા—** ૧૦

દુનીયા અજબ રંગત ભરી--
જળ વાદળસમ પલ પલ પલટે રંગત સ્થિર ન જરી

આ વિષવેલી દુખ ભરેલી વિષમ વિષય રસધરી
કૈંક વિપત્તિ જ્યાં વિચરી ત્યાં અનેક આવે ફરી
જોઇ વિપત્તિ મનની જાતી સમતા સઘળી સરી
જેમ અટવીમાં સકુજન ખાતા ખત્તા ખંતજ કરી
તો પણ તૃષ્ણા આશા ત્યાગી ભજે ન ભાવથી હરી--

[illegible]— ૧૧

દુનીયા તણા દિવાના દિલભર મજાઓ ઘુરે
ઘુટે જીવનની દોરી આશા છતાં ન પુરે—
બાળક મટી જુવાની આવે બને દિવાની
તન ધન મળે તરૂણી આશા છતાં ન પુરે—
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા
રે' બાળી બાઢી બાળા આશા છતાં ન પુરે—
પડી જાય દેહપાપી મરી જાય મન કલાપી
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન પુરે—

પનીયારીઓ— ૧૨

હા સજની મારી નિર્મળ પાણીડા રૂડા ભરીયે
કાંચનના ઘટને શીરપર ધરીયે
સરવર જળમાં રહી માછલીઓ જેમ પરસ્પર મેળ કરે—
તેમ ઉછળતું હૃદય આપણા રસમાં રેલમ છેલ કરે

જળમાં સારસ ભર્યું સુધારસ ઉપર અલિગણુ ગાન કરે
તેમ ખીલેલી યોવન કળીનું પ્રીતે પ્રીતમ પાન કરે—
હું નીકળી જયાં પાણી ભરવા પીટયા ખળ પાછલ ફરતા
નખરેથી જો નજર કરૂં તો હાય હાય કહી મરતા—
બની ઠની પનઘટ પર આવું ઘટમાં શું લઇ જાવું
પાણી પ.ણી કરી કંઇક પુરૂષના હ્રદય ભરીને લાવું.—

કપુરી— ૧૩

રાજ સમી સાંજના આવજોરે સામી સડકપર બંગલો
મીઠા મ્હેમાન આજ આવજોરે સામી૦
પ્રીતિ સરવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે સામી૦
કાયાને કયારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુંટજો લુંટાવજોરે સામી૦

ચિત્રકાર— ૧૪

કુધારે હિન્દ વાસીંના હ્રદયનો ગર્વ ગાળ્યો છે,
ઝળકતા હિન્દ ગૌરવનો કુધારે દાટ વાળ્યો છે.
અભણુ અજ્ઞાની મા બાપો મહત્તા આબરૂ માટે
સુતાના શત્રુઓ થઇને ગૃહે પૈસા સુતા સાટે—
વિચાર્યા વીણુ હ્રદય વચને મરી મીથ્યા ગુમાનીમાં
જડી જે સંતતિ લગ્ને ઝુરે તે જીંદગાનીમાં--

બ્રહ્મ તે બ્રહ્મચર્ય ને પ્રીતિલગ્નો ગયા જ્યાંથી
પ્રજા તે વીરશું પાકે પછી ઉદ્ધાર તે કયાંથી.

**વારાંગનાઓ—** ૧૫

આયોરી વસંત જગ કાનનમેં
કાનનમેં રસ આન રમે
જોર મધુમેં મનોજ મનાવત
જોબન ઓર તરંગ દીખાવત
ચાહત પિયૂ મિલન મનમેં

**કપુરી—** ૧૬

પીટયા મરજો માને બાપ જોડયું કજોડલુંરે
મુવા મોટા ઘરમાં આપ જોડયું કજોડલુંરે
રંગ ન જોયા ઢંગ ન જોયા જોયું ન રૂપ કરૂપ
કાળમીંઢને આપી કપુરી કરમે લખીયો કુંપ
મને વળગાડયું એ પાપ જોડયું કજોડલુંરે
મુકયો કાળજડાપર કાપ જોડયું કજોડલુંરે

**જીબાઈ—** ૧૭

બની છું નખરાળી હું નાર
જુવો કેવી લટકાળી એવી ચટકાળી વળી ખટકાળી
મારૂં ભમર કટાર વાહ વાહ--બની છું.
રાજાને ચકડોળે ચઢાવું હીરા મોતીનાહાર પડાવું
આપે પછેડી ઓઢી રેશે કપુરીને બદલે જીબાઇ જોશે

હાય હાય હું કોઇનું હાંભળનાર નથી
કરૂં હરામી કેરી હાર—

**અહલ્યા—** ૧૮

આપત્તી આવે લાખ પણ જે ધર્મ નહી તજનાર
ધર્મ નહી તજનાર નર તે યશ અવિચળ વરનાર
કુંદનપર જેમ પડે હથોડા તેમજ શુદ્ધ થનાર
દુઃખ હથોડે થયું શ્યામ તે પીત્ત તુચ્છ અસાર—
અપકારોપર તરૂ જળ ઝુમી કરે સદા ઉપકાર—
જે ઉપકાર ભુલેજન ગ્નાની તે નરને ધિક્કાર—

**માલેરાવ અને જીભાઈ—** ૧૯

તું છોડ શરમાળી શ્યામા માન મધુરી માન
માન મધુરી માન બસ જાન કરૂં કુરબાન—
મને જાવાદયોને આધારોને કામણગારા કાન
કામણગારા કાન તમે કેમ ભુલ્યા છો ભાન
કામણ તું કરનાર કપુરી અંતર વૃથા વલોવે
હું બૈરૂં છું મોટા ઘરનું શરમાઉં છું હોવે
હોવે તજી તું આપ હઠીલી અધરામૃતનું પાન (૨)

**અહલ્યા—** ૨૦

કર સુત સજ્જન જનનો સંગ
જેની સંગત પાપ હટાવ લાવે નીર્મળ રંગ
સ્વાતિ જળનું ઝેર બને જો ગ્રહે કુર ભોરંગ
કરે માછલી તેજ નીરનું મોતી ભૂષણ અંગ—
તથી કર સત્સંગ તજીદે સહુ દુર્જનના ઢંગ
લોહ્યને કુંદન કર્તા કર સ્પર્શ મણી સત્સંગ—

## તારા અને સખીઓ—ગરબો   ૨૧

વીજળી ઝબુકે આજ વાદળી આકાશે ચડી
ગાજે સખી ગગન ઘોર મોર કરે ટહુકા મીઠા
વિયોગી રસીક નાર વાટ જોતી ઝરૂખે ચડી
અષાડી વાદળીને પુછે સખી પંથે મારા કંથ દીઠા—
બોલી પીયુ પીયુ જોર કરી ઘનઘોરમાં શોર કરેરે પપૈયા
મેઘનું નીરને શીત સમીર કરે મયુરી નૃતતાતૃત્ થઇયા
પૂછી વાદળીને વીરહાનળથી બળાતી વળતી જુવે બ્હાવરી બાળા
જોઇ સખી પરીરંભણ પામતી જામતી અંતર જોબન જવાળા
વાટ જોતી થાકીને પીયુ નાવિયા
રાત જાગી પોઢે પરભાતરે ત્યાં
આવે નાવલીયો નીંદમાં
સ્વપ્નમાં કેલી રહી રસરેલી ત્યાં ઘેલી થકી ઘનસ્યામ રીસાયા
એક નિમેષ વિષે હૃશીકેશજ કુંજ નિકુંજ મહીં લપટાયા
ગોતી રહી લળી જોતી રહી કહી કૃષ્ણ મનોહર અહીર જાયા
અંતર્યામીએ સાદ શુણી સલુણી સમીપે પ્રકટયા જગરાયા
' આંખે આંખડી મળીરે ભ્રમર પાંખડી મળીરે
પ્રભુ આવ્યા કે પ્રભાત કહી ભેટી ભલી ભાત '

## તારા અને સખીયો—   ૨૨

ચાલો આજે અનંગરંગ ધારીરે
પ્રેમ ઝુલે ઝીલો રસવારી
કામ જગે જોબન મદવારીરે
રંગ રેલો માંદારયે પધારી—

લોચન રસીક સ્યામ
પ્રિતમ તમ પ્રેમ ધામ
અમૃત રસના વિહારીરે
પતિ સેવામાં પ્રીતી તમારી—

## ભાઇ-- ૨૩

જોઇને વિચારી રંગ કીજીયે મનડું મળતાથી મળીયે
હંસલે બાવળ માળો નાખીયો જાણ્યું ચંદન હશે
ઓચીંતો પવન ઝકોળશે કાયા કાંટે વિંધાશે—જોઇને.
આરસી સરીખા ઉજળા દેખંતા નર રૂડા
બીજાને બોધ એ આપતા પોતે મનના કુડા—જોઇને.
હંસલે ઉંદરની દયા ગણી ઉંદર પાંખમાં લીધો
ટાઢ ગઇ ગુણ વિસર્યો હંસો પાંખવીણ કીધો—જોઇને.

## કપુરી અને પટેલ— ૨૪

પટેલજી પુને જઇને પાઠ ભણીને પોર
વેલા આવજો અલબેલા
લ્યો રામ રામ રામ
પટલાણી ઘર ખેતરને માળની સંભાળ
લેજો આવશું ઘરવેળા—

બીજ વાવેતર કરવું કેવુ
ખાતર કેવું દેવું
પુને જઈને સહુથી પહેલું
એવું શીખી લેવું—સ્યો રામ રામ.

**બાલેરાવ અને તારા— ૨૫**

બાસ અંતર આરામ સ્વામ સંચરોજી રાજ
આજ મોતીડે વધાવા વાટ જોતી ઉભી છું
લોહસંગ સ્પર્શકાન્ત ભામીની ભળી તું
જડને ચેતન્યરૂપ સુંદરી મળો તું
પામી ત્રિલોકનું હું રાજ મહારાજ
આવો ચિરછત્ર ધારી જોઇ અમે જઈશું વારી
સાહેબા અમારા શિરતાજ —આજ.

**કસુબી ૨૬**

આવશે આવશે આવશે મારા મોંઘા મ્હેમાન આજે આવશે,
અંતરની પાંખડી ખીલાવશેરે મારા લોચનીયાં આજે લોભાવશે
વિઘા વાવેતર ખેતરની શીખી છઇડાને આજે
હરખાવશેરે મારો પાતળીયો પુનેથી આવશે.—

**જીભાઈ—કપુરી—** ૨૭

લોચનીએ લાગ્યો નેડો નાવલીયા
મોહન મન હરખાવા દીયો
ભૂખી છું ભાવે મને પ્રીતીનાં વેણુલાં
ખાજાં ઘેબર મને ખાવા દ્યો.

**પટેલ—**કપુરી કોમળ કાયા
જાણું મારા મનની માયા
જોબન જળમાં ન્હાવા દીયો.



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી કચ્છ નીતિદર્શક ના
સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે. જે
સાહેબોને જોઈતાં હોય તેઓએ રોકડી કીંમત
મંગાવી લેવાં, વેલ્યુપેબલ અથવા નોટપેડ કા
રાખવામાં આવશે નહીં.

| | | | |
|---|---|---|---|
| અહલ્યાબાઈ .... | .... | ....રૂા. | ૦-૩- |
| રૂકમીણિ સ્વયંવર | .... | ....રૂા. | ૦-૩- |
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર | .... | ....રૂા. | ૦-૩- |
| ન્યાય સિંધુ .... | .... | ....રૂા. | ૦-૩- |
| ચંદ્રગુપ્ત .... | .... | ....રૂા, | ૦-૩- |
| સમ્રાટ અશોક.... | .... | ....રૂા. | ૦-૨ |
| આત્મબળ .... | .... | ....રૂા. | ૦- |
| મહાત્મા તુલસીદાસ | .... | ....રૂા. | ૦-૨ |
| રાગમાયા .... | .... | ....રૂા. | ૦-૨ |

મીર હીમ્મતરામ કાળુભા

મીર દાદુભાઈ મીઠાભાઈ,

માલેક:—શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ